॥ ૐ ॥

શ્રી લક્ષ્મિકાન્ત નાટક સમાજ

જગદ્ગુરૂ

શ્રી

# શંકરાચાર્ય

નાટકના ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**

માલેક:—**શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.**

હાલ મુકામ—ચીકાંટા આલફ્રેડ થીએટર—અમદાવાદ.

કીમત ૪ આના.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

आचार विना नाथ मातृभूमौ महीतले ।

सएव शंक राचार्यः [illegible] नायकः ॥

જગદ્ગુરૂ

શ્રી

# શંકરાચાર્ય

નામક નાટકનો સાર અને ગાયનો.


રચનાર,

પ્રભુલાલ દયારામ દ્વિવેદી, એન્જીનીઅર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ-ચીકાંટા, આલફ્રેડ થીએટર—અમદાવાદ.

ધી "મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. સને ૧૯૨૧. પ્રત ૨૦૦૦.

કીંમત ૪ આના.

# પ્રસ્તાવના.

**उपक्रम्य स्तोतुं कतिचन गुणाञ्शंकरगुरोः ।**
**प्रभग्नाः श्लोकार्धे कतिचन तदाधार्धे रचने ।**
**अहंतुष्टुप्तुल्या नहह कलये शीत किरणं ॥**
**कराभ्यामाहर्तुं व्यवसित मेनः साहसिकताम् ॥**

આચાર્ય ચક્ર ચૂડામણિ ભગવાન શંકરાચાર્ય કે જેના નામથી આર્યાવર્ત તેમજ પ્રાશ્ચાત્ય પ્રદેશોના વિદ્વાનોમાંથી કાઇજ અજ્ઞાત હશે તે વૈદિક ધર્મોદ્ધારક જ્ઞાનસિંધુ જગદ્ગુરૂના પવિત્ર ચરિત્રનુ નાટકના સ્વરૂપમાં યથાસ્થિત વર્ણન કરવું એ સર્વથા અશક્ય છે કારણ કે જે અજ્ઞાનધ્વાન્તહારક શાન્તરસપૂર્ણ અપુર્વ વસ્તુનો ધુરંધર વિદ્વાનો ગ્રંથોમા પણ સંપુર્ણતાથી સમાવેશ કરી શકતા નથી તે વસ્તુનુ માત્ર ચાર કલાક જેટલા અલ્પ અવકાશમા વર્ણન કરવું એ લઘુ ઘટમાં સાગરની કલ્પના કરવા જેવું છે. છતાં પણ આજથી બે વર્ષ પહેલાં ગોવર્ધન મઠાધીશ શંકરાચાર્ય શ્રીમાન મધુસુદન મહારાજના અમદાવાદમાં દર્શન થતાં તેમણે ભગવાન આદ્ય શંકરાચાર્યનુ ચરિત્ર નાટકના રૂપમાં લખવાની આજ્ઞા આપેલી તે આજ્ઞાને શિરોધાર્ય કરી મારી અલ્પ બુદ્ધિ અનુસાર આ ધર્મ મુલક નાટક પ્રેક્ષક વર્ગ સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી થયો છુ.

પ્રસ્તુત નાટક કોઇ પણ ધર્માવલંબીને અરૂચીકર ન થાય અને કોઇ પણ પાત્રને અપવાદ ન લાગે એ બાબતપર યથાશક્તિ લક્ષ્ય આપ્યું છે, પરંતુ નાટ્ય પ્રયોગની અનુકુળતા માટે પાત્રાલેખનમા

કાંઈક ફેરફાર કરવો પડ્યો છે અને લોક રંજનાર્થે હાસ્યરસના પાત્રો કલ્પિત ઉમેર્યાં છે. એ કૃતિ જો પ્રમાદયુક્ત જણાય તો હું સાહિત્ય ક્ષેત્રમાં ચંચુપાત કરતો અલ્પજ્ઞ લેખક હોવાથી વિદ્વાનોની ક્ષમાને પાત્ર છું.

શ્રી શંકરાચાર્યના ચરિત્રમાં ઉદ્ભવેલી અનેક અપૂર્વ ઘટનાઓ અને વેદાન્ત જેવા ગહન વિષયનું આલેખન કરવા હું સર્વથા અશક્ત હોવાથી શ્રીમન માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકર જય ( સંસ્કૃત ) શ્રીયુત ગિરિશ્ચંદ્ર ઘોષ પ્રણિત શંકરાચાર્ય નાટક ( બંગાળી ) શાસ્ત્રી મણિશંકરકૃત શ્રી શંકરાચાર્ય ચરિત્ર ( ગુજરાતી ) અને શાંકરદિગ્વિજય નાટક ( મરાઠી ), વીગેરે જે જે પુસ્તકોનો આધાર લીધો છે તે પુસ્તકના વિદ્વાન લેખકનો જન્મ પર્યંત આભારી છું.

આ નાટક તા૦ ૨૨-૮-૧૮ થી લગભગ ચાર માસ પર્યંત સુરત મુકામે ભજવાયું, દરમ્યાન કેટલાક વિદ્વાનોની સુચના મુજબ ઘટતો ફેરફાર કરી, કંપનીના ઉત્સાહી માલીકે ડ્રેસ અને સીનેરી પાછળ યોગ્ય ખરચ કરી શોભાવેલા નાટકને કેટલાક સુધારા વધારા સાથે મુમ્બાપુરીની ગુણગ્રાહક પ્રજા સમક્ષ રજુ કરૂં છું તેને પ્રેક્ષક વર્ગ હંસ નીરક્ષીર ન્યાય અવલોકન કરી યત્કિંચિત આદરને પાત્ર ગણશે તો હું તેમનો ઋણી થઈશ અને મારો પ્રયત્ન સફળ માનીશ. સુજ્ઞેષુ કિં બહુના.

તા૦ ૫-૧૨-૧૮ ગુરૂવાર.
વિક્ટોરીયા થીએટર
મુંબઈ.

લેખક,
**પ્રભુલાલ દયારામ દ્વિવેદી.**
વીરપુર. ( કાઠીયાવાડ )

## શંકરાચાર્ય નાટકનાં મુખ્ય પાત્રોનો પરિચય.

# પુરૂષ પાત્રો.

શ્રી શંકરાચાર્ય...જગદ્‌ગુરૂ કૈલાસેશ્વર શંકરનો અવતાર.

સનંદન ( પદ્મપાદ )...શંકરાચાર્યનો મુખ્ય શિષ્ય.

મંડનમિશ્ર (સુરેશ્વર)... બ્રાહ્મણ પંડિત પછીથી શંકરાચાર્યનો શિષ્ય.

ચિદાનંદ
ચિતસુખ
હસ્તામલક
તોટકાચાર્ય
} શંકરાચાર્યના શિષ્ય.

અમરક... ... ...જેના દેહમાં કામકળાનો અનુભવ કરવા શંકરાચાર્યે પ્રવેશ કરેલો તે ભૂપાળ.

ઉગ્રભૈરવ ... ... ...એક કાપાલિક.

સુવિચાર ... ... ...અમરકનો પ્રધાન.

બહાદુરસિંહ ... ...અમરકનો સેનાપતિ.

ડાહ્યો ... ... ...બહાદુરસિંહનો મૂર્ખ નોકર.

ઉપરાંત—બ્રાહ્મણ કુમારો, પંડિતો સાધુઓ, વેશધારી શંકર ઋષીઓ, ધર્મ ગુરૂઓ, સૈનિકો અને પ્રતિહાર ઇત્યાદિ.

# સ્ત્રી પાત્રો.

સરસ્વતી ( ઉભયભારતી )...મંડનમિશ્રની પંડિતા પત્ની.
સરમા ... ... ...અમરૂક રાજાની રાણી.
વિશિષ્ઠા ... ... ...શંકરાચાર્યની માતા.
સુંદરબા ... ... ...બહાદુરસિંહની પત્ની.
વીજળી ... ... ...બહાદુરસિંહની પ્રેમ પાત્ર.
લક્ષ્મી ... ... ...સુંદરબાની દાસી.

ઉપરાંત—પનીયારીઓ, દાસીઓ, રાજરાણીઓ, વારાંગનાઓ વિગેરે વિગેરે.

સ્થળ— કાલટી, કાશીપુરી, માહિષ્મતી નગરી, તીર્થક્ષેત્રો અને કૈલાસ ઈત્યાદિ.

श्री

# શંકરાચાર્ય

## નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

श्री शंकराचार्यं नवावतारं वेदान्त शारीरक भाष्यकारम्
चक्रो [illegible] न्द्रकाणां श्री शंकराचार्यं गुरुं नमामि॥

## અંક પહેલો.

( મંગળાચરણ )

**પ્રવેશ પહેલો**—ઉપવન, પોતાના બાળ મિત્રો સાથે શંકર સંસારની અસારતા સંબંધી ચર્ચા કરી રહ્યા તે સાંભળી મિત્રો ગભરાય છે અને સંન્યાસી થતા શંકરને અટકાવવા માટે તેની માતાને બોલાવવા જાય છે. પાછળથી શંકર ધર્મોદ્ધાર માટે સન્યસ્ત લેવાનો નિશ્ચય કરે છે ત્યા માતા વિશિષ્ઠા આવી કલ્પાંત કરે છે તેને ઉપદેશ આપી શાન્ત કરી શંકર સન્યસ્તનો સ્વીકાર કરી વિદાય થાય છે.

**પ્રવેશ બીજો**—ઉદ્યાન, મુર્ખતાના પ્રદર્શનમાંથી વિખુટા પડેલો ડાહ્યો નામનો મુર્ખો ફરવા નીકળેલા બહાદુરસીંહ અને સુંદરબા સાથે આખડી પડે છે, પરંતુ તેની મુર્ખાઈ રમુજી લાગવાથી બહાદુરસીંહ તેને નોકર રાખી લે છે જેથી ડાહ્યાને આનદ થાય છે.

**પ્રવેશ ત્રીજો**— કાશીપુરી, ગુરૂની શોધ કરતો સનંદન શંકરાચાર્યને જોતાં તેમનો શિષ્ય થાય છે પછી આચાર્ય તેને ગંગાને સામે કિનારે પર્ણકુટી બાંધવા મોકલે છે તેના ગયા પછી ઉગ્રભૈરવ નામનો કાપાલિક ત્યાં આવે છે અને ધર્મ સંબંધી સંવાદ કરે છે. પણ તેમાં હારી જવાથી દુષ્ટ કાપાલિક શંકરાચાર્યને હણવાનો નિશ્ચય કરી નહાસી જાય છે પછી કૈલાસેશ્વર શંકર શંકરાચાર્યની કસોટી કરવા ચાંડાલ વેશમાં આવે છે પરંતુ તે કસોટીમાં શંકરાચાર્ય ઉત્કૃષ્ટ નીવડવાથી પાર્વતીપતિ આશીર્વાદ આપી અદ્રસ્ય થાય છે ત્યાં આચાર્યને સનંદનનું સ્મરણ થતાં જુવે છે તો તે ગંગાને સામે કિનારે ઉભેલો છે તેને તરતજ બોલાવે છે એટલે સનંદન '**गुरुणामाज्ञामविचारणीया**' એ સુત્રાનુસાર ગંગામાં કુદી પડે છે અને તણાવા લાગે છે ત્યાં ગુરૂ કૃપાથી પાણીમાં કમળ ઉત્પન્ન થાય છે તે ઉપરથી સનંદન કિનારે આવે છે ત્યારથી આચાર્ય તેનું નામ પદ્મપાદ રાખે છે. ટબ્લો.

**પ્રવેશ ચોથો**—રસ્તો, મંડનમિશ્રનું ઘર પુછતા બાળ સન્યાસી (શંકરાચાર્ય)ને જોઈ રસ્તે જતી પનીયારીઓને નવાઈ લાગે છે અને આચાર્યને ગ્રહસ્થાશ્રમી થવા કહે છે પરંતુ ઉપદેશથી લાચાર થઈ મંડનમિશ્રના ઘરની નિશાનીઓ બતાવી પનીયારીઓ ચાલી જાય છે પછીથી આચાર્ય પણ મંડનના ઘર તરફ જાય છે ત્યાં તેમની શોધ કરતો કાપાલિક આવે છે અને પોતાનો દુષ્ટ હેતુ પાર પાડવા શંકરાચાર્યના આશ્રમ તરફ જાય છે.

**પ્રવેશ ૫ મો**—મહાલય, રાણી સરમા અને અમરકની પ્રેમ ચેષ્ટાઓ ત્યાં સરહદપર શત્રુઓએ બળવો જગાવ્યાની ખબર લઈ બહાદુરસીહનું આવવું જેથી અમરકનું યુદ્ધ માટે જવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—મંડનમિશ્રનો આવાસ, કેટલાક ઋષિ મુનિઓ અને પંડિતો વચ્ચે મંડનમિશ્ર પિતૃશ્રાદ્ધ કરી રહ્યો છે ત્યા આકાશ માર્ગેથી શંકરાચાર્ય આવે છે અને સરસ્વતીને મધ્યસ્થ રાખી શાસ્ત્રાર્થ કરી મંડનને હરાવે છે પછી સરસ્વતી સાથે સંવાદ થાય છે તેમાં સરસ્વતી કામશાસ્ત્રનો પ્રશ્ન પુછે છે પરંતુ આચાર્ય બાળ-બ્રહ્મચારી હોવાથી તેનો ઉત્તર આપી શકતા નથી અને એક માસની મુદત માગી લે છે.

**પ્રવેશ ૭ મો**—બહાદુરસીહનુ ઘર, બહાદુરસીહનો નોકર ડાહ્યો મુર્ખાઈથી શેઠની આજ્ઞાઓનો ઉલટો અમલ કરી રહ્યો છે ત્યા વીજળી આવે છે અને બન્નેની પ્રેમગોષ્ટી ચાલે છે તે ડાહ્યો જોઇ લે છે અને વીજળી તથા બહાદુરનાં ગયા પછી સુંદરબા આગળ બધો બંડોળ ફોડી દે છે જેથી પતિપરાયણા સુંદરબા પોતાના પતિને કુમાર્ગમાં જતો જોઇ નારાજ થાય છે.

**પ્રવેશ ૮ મો**—પર્ણકુટી, એક શિલાતલપર શંકરાચાય ધ્યાનસ્થ બેઠેલા છે ત્યાં સનાતન ધર્મથી શત્રુતા ધરાવનાર દુષ્ટ કાપાલિક દુષ્ટ ઉમેદ બર લાવવા માટે આવે છે અને સમય પ્રતિકુળ જોઇ ઘોડીવાર આશ્રમમાં છુપાય છે પરંતુ પદ્મપાદ આવી તેને પર્ણકુટીમાંથી બહાર ખેંચી લાવી સંહાર કરવા તૈયાર થાય છે તેટલામાં શંકરા-ચાર્ય ધ્યાનમાંથી જાગૃત થાય છે અને પદ્મપાદને શાન્ત કરી

કાપાલિકને જવા દે છે પછીથી ધુરંધર યોગેશ્વર શંકરાચાર્ય પોતાના સ્થૂળ દેહને સંભાળવાની બલામણ કરી પરકાય પ્રવેશના વિદ્યાદાન કામકળાનો અનુભવ કરવા માટે કોઈ બીજા દેહમાં જાય છે.

**પ્રવેશ ૯ મો**—રણભૂમિ, ( દ્રશ્ય ) બળવાખોરો સાથેના યુદ્ધમાં અમરક મૃત્યુ પામે છે ત્યાં શંકરાચાર્ય સૂક્ષ્મ સ્વરૂપે તેના દેહમાં પ્રવેશ કરે છે જેથી રાજા અમરક પુનર્જીવન પામે છે. ટેબ્લો.



# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—ઉદ્યાન, માન શુકનોથી ચિંતાતુર બેઠેલી સરમાને બહાદુરસીંહ અમરક મૃત્યુ પામ્યાના સમાચાર આપે છે જેથી સરમા ચિતા પ્રવેશ કરવા તૈયાર થાય છે ત્યાં પુનર્જીવન પામેલો અમરક અને સુવિચાર પ્રવેશ કરે છે જેથી સર્વને આનંદ પછીથી અમરક દેહસ્થ શંકરાચાર્યની રાજ્યશાશન પદ્ધતિ ન્યાય અને ધર્મભાવના વીગેરેના દ્રષ્ટાંતો તે જોઈ પ્રધાનને નવાઈ લાગે છે અને અમરક તથા સરમાના ગયા પછી ભેદ શું છે તે સંબંધી વીચાર કરે છે ત્યાં કાપાલિક આવે છે અને અમરકના દેહમાં શંકરાચાર્યે કોઈ કારણસર પ્રવેશ કર્યો છે એમ જણાવે છે જેથી શંકરાચાર્યના મુળ દેહને બાળી મુકવા માટે પ્રધાન તથા કાપાલિક જાય છે.

**પ્રવેશ ૨ જો**—અરણ્ય. એક માસ વીતી જવા છતાં ગુરૂદેવ ન આવવાથી પદ્મપાદ આદિ શિષ્યો ચિંતા કરી રહ્યા છે ત્યા સેનાપતિ વેશમાં કાપાલિક અને પ્રધાન આવે છે અને શંકરાચાર્યનું નિર્જીવ શરીર માગે છે પરંતુ પદ્મપાદ તે ન આપતાં સામે થાય છે જેથી કાપાલિક પ્રધાનના રોકવાથી સાધુઓ સાથે યુદ્ધ ન કરતાં ચાર દિવસની મુદત આપીને ચાલ્યો જાય છે, પછીથી ગુરૂદેવ અમરકના દેહમાં છે એમ જણાઇ આવવાથી પદ્મપાદ ગવૈયાનો વેશ લઇ અમરકના દરબારમાં જાય છે.

**પ્રવેશ ૩ જો**—વિલાસ ભુવન. અમરક દેહસ્થ આચાર્ય રમણી-ઓના કામકળાનો અનુભવ કરી રહ્યા ત્યાં બે છોકરાંઓને વારાં-

ગના બનાવી ગવૈયાના વેશમાં પદ્મપાદ આવે છે અને આચાર્યને તેમનાં કર્તવ્યનું સ્મરણ કરાવનારૂં ગાયન સંભળાવે છે જેથી આચાર્યને મૂળ સ્વરૂપનું ભાન થાય છે અને પદ્મપાદ વારાંગનાઓ તથા રાણીઓને વિદાય કરી પોતે પોતાના મૂળ દેહમાં જવા તૈયાર થાય છે ત્યાં પટરાણી સરમા આવીને તેમ ન કરવા માટે પ્રાર્થના કરે છે પણ તેને ઉપદેશ આપી શાન્ત કરી શંકરાચાર્ય અમરકના દેહનો ત્યાગ કરે છે. ટબ્લો.

**પ્રવેશ ૪ થો**—બહાદુરસીંહનું ઘર ઘેલી સાથે હાસ્યવિનોદ કરતા પોતે કદરૂપો ઠરવાથી કૃષ્ણજી જેવો રૂપાળો બનવા માટે દાબી કોઈ વાદળી રંગની ઝેરી ભુકી મોંઢાપર લગાડે છે તેથી મુર્છા આવી પડી જાય છે ત્યાં સુંદર દોડી આવે છે અને બીજી દવા સુંઘાડી ડાહ્યાને સાવધ કરે છે. પછી બહાદુરસીંહ સંબંધી પુછપરછ કરે છે તેમાં તે વીજળીને ત્યાં ગયાનું જાણી મનમાં બળતી સુંદરબા પોતાના પતિની કુટેવ છોડાવવા માટે ડાહ્યાને સાથે લઈ પુરૂષ વેશે વીજળીને ત્યાં જાય છે.

**પ્રવેશ ૫ મો**—અરણ્ય, કાપાલિક અને પ્રધાન શંકરાચાર્યના શિષ્યોને દોરડાં વડે બાંધી દેહને ચિતામાં મુકી અગ્નિ સળગાવી ચાલ્યા જાય છે ત્યાં પદ્મપાદ આવે છે અને ગુરૂના દેહને બળતા જોઈ પોતે પણ બળી મરવા તૈયાર થાય છે. તેટલામાં આચાર્ય મૂળ દેહમાં પ્રવેશ કરી ચૈતન્ય પામે છે અને પદ્મપાદને અટકાવે છે પછી ચિતા બુઝાઈ જવા માટે ઈશ્વર સ્તવન, એકાએક જળવૃષ્ટિ, ચિતાનું બુઝાઈ જવું, શિષ્યોનો જય ઘોષ ! ટબ્લો.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—મંડનમિશ્રનો આવાસ. ચિંતાતુર મંડનને ત્યાં

આવી સરસ્વતીના મનનું સમાધાન કરી શંકરાચાર્ય મંડનમિશ્રને સુરેશ્વર નામથી પોતાના શિષ્ય બનાવે છે જેથી સરસ્વતી શંકરાચાર્યને તેના ચારે આશ્રમોમાં શારદા નામથી નિરંતર રહેવાની કબુલાત આપી સ્વધામ સીધાવે છે પછી આચાર્યનો મંડનમિશ્રને ઉપદેશ.

**પ્રવેશ ૭ મો**—મંદિર, જુદા જુદા મતવાળાઓને હરાવી શંકરાચાર્ય દિગવિજય કરી ગયા છે ત્યાં આકાશવાણી તેમની માતાનો અંતઃકાળ પાસે હોવાનું જણાવે છે. જેથી આચાર્ય માતાને આપેલા વચન પ્રમાણે તરતજ માતા પાસે જવા વિદાય થાય છે.

**પ્રવેશ ૮ મો** -વીજળીનું ઘર, વીજળીને ત્યાં ડાહ્યા અને સુંદરખાનું પુરૂષ વેશમાં આવવું ડાહ્યાનું ડહાપણ સુંદર અને વીજળીના પ્રેમાલાપ ત્યાં બહાદુરનું આવવું અને વીજળીને કોઇ બીજા સાથે પ્રેમ કરતી જોઇને ગુસ્સે થવું પરંતુ તેના ગુસ્સા તરફ બેપરવાઇ બતાવી વીજળી બહાદુરનું અપમાન કરી ખાસડાંના જવાબ પકડાવી દે છે. જેથી બહાદુરનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૯ મો** - પર્ણકુટી, અનેક પ્રકારના આધિ વ્યાધિથી પીડાતી વિશિષ્ટા પાસે શંકરાચાર્ય આવે છે અને અંતઃકાળ હોવાથી સગુણ બ્રહ્મનો ઉપદેશ આપી વૈકુંઠમાં મોકલાવે છે પછી સગાં સંબંધીઓને બોલાવી તેના દેહને અગ્નિ સંસ્કાર કરવાનું કહે છે પરંતુ મુઢ બુદ્ધિના કુટુમ્બીઓ તેનો અગ્નિ સંસ્કાર કરતા નથી એટલુંજ નહિ પણ અગ્નિ દાહ માટે અગ્નિ પણ આપતા નથી જેથી આચાર્ય માતાના હાથમાંથી અગ્નિ ઉત્પન્ન કરી ત્યાંજ અગ્નિ [illegible] છે અને અધમ સંબંધીઓને શાપ આપે છે જેમકે—

# અંક ૩ જો.



**પ્રવેશ ૧ લો**—તીર્થક્ષેત્ર, દિગ્વિજય કરી તીર્થક્ષેત્રમાં આવેલા પરમહંસ શંકરાચાર્યે હસ્તામલક આદિને આપેલું શિક્ષણ.

**પ્રવેશ ૨ જો**—આશ્રમ, શંકરાચાર્ય શાન્ત ચિત્તે એકલા બેઠેલા છે ત્યાં પાપી કાપાલિક સાધુ વેશે આચાર્ય પાસે આવી તેમનું મસ્તક માગે છે. પરોપકારી યોગેશ્વર તે માગણી સ્વીકારે છે જેથી કાપાલિક જેવો તેમનાપર તલવારનો પ્રહાર કરવા જાય છે તેવોજ પદ્મપાદ ધસી આવે છે અને કાપાલિકની છાતી ચીરી નાંખે છે. " મહાપુરૂષના ક્રોધનું પરિણામ " ટેબ્લો—

**પ્રવેશ ૩ જો**—સુંદરબાનું મકાન, શોભા તેને ન માનતા પતિને આડી ગેલે ઠેકાણે લાવવા માટે પતી પરત્વે, સુંદર વારાંગના બની કેટલાક શોખીનો આગળ નૃત્ય ગાન કરી રહી છે ત્યાં ડાહ્યો મહા કલાપણું વાપરી યુક્તિથી બહાદુરને ત્યાં ઘસેડી લાવે છે બહાદુર સુંદરને ત્યાં તેના કેફ્ફ ભરાય છે અને શોખીનો ગયા પછી સુંદરને ધમકાવે છે બન્ને વચ્ચે ચકમક ઝરે છે અને આખર ભેદ ઉઘાડો પડવાથી બહાદુરસીંહ સ્વપત્નીમાં સંતોષ માનવાનું કબુલ કરે છે. ત્યાં વીજળી આવે છે. તેનું હૃદય સ્વાર્થી જાણી બહાદુરને તેના તરફ ધિક્કાર ઉપજે છે તેટલામાં ડાહ્યો કે જે વીજળીનો પતિ છે અને વીજળીને અનાચાર કરતી જોઇ યુક્તિથી ઠેકાણે [illegible] ગુપ્તમાં ગએલો હતો તે ખરા રૂપમાં જાહેર થતાં વીજળી [illegible] અને ડાહ્યાની ક્ષમા માગે છે જેથી આખર સર્વને આનંદ.

**પ્રવેશ ૪ થો**—શારદા મંદિર દક્ષિણ દિશામાં કોઇ પણ સર્વજ્ઞ નથી એવી ઉક્તિ હોવાથી જગદ્ગુરૂ શંકરાચાર્ય શાસ્ત્રાર્થે ત્યાંના પંડિતોને પરાજય આપી શારદા અને પંડિતોને પોતે સર્વજ્ઞ અને પવીત્ર છે એવી ખાત્રી કરાવી વિદ્યાપીઠપર વીરાજે છે ત્યાં પોતાનું કાર્ય પરિપૂર્ણ થવાથી શંકરાચાર્ય કૈલાશમાં જવા માટે શિષ્યો સહ કેદારેશ્વર તરફ સીધાવે છે.

**પ્રવેશ ૫ મો**—હિમાલય, શિષ્યોના જયઘોષ, દેવોના દુંદુભી નાદ, અને પુષ્પવૃષ્ટિથી શોભતા જગદ્ગુરૂ શંકરાચાર્યનું કૈલાશ ગમન.

**ॐ शान्तिः शान्तिः शान्तिः**



॥ ॐ नतमन परमात्माने नमः ॥

જગદ્‌ગુરૂ

શ્રી

# શંકરાચાર્ય

નાટકના ગાયનો.

## મંગળાચરણ.

સુત્રધાર અને બાળાઓ—

શંકર શશીધર શિવકર

સુર મુની સકળ ધરત ધ્યાન—

વિશ્વ સ્થાપક વિશ્વમાં વિશ્વંભરા વેદાન્તને,

ભસ્મ ચર્ચિત જ્ઞાનમૂર્તિ ગૌર ગિરજા કાન્તને,

નમન કર કર ધ્વાન્તને,

મદન મારણ ગંગાધારણ શરણ શુલધર શાન્તને—

બાળાઓ—

ભરત ભૂમિ જય કરે જગતમાં ધર્મ પ્રતાપ ધારી—નામના

હીન્દવાસી જે ધરે હર્ષ મન વેદ શાસ્ત્ર બિસ્તારી—નામના.

યુગે યુગે બહુવાર અવતર્યા હરિ ધર્મને કાજે.

વેદ વ્યાસને હન, અનાતર રામકૃષ્ણ યશ ગાજે--નામના.
કલિયુગમાં તે ધર્મ ઉદ્ધારણ પ્રગટ્યા શંકર સ્વામી:
મ્હાત કર્યાં અદ્વૈત વિરોધી જેથી જગમા જામી—નામના.
ધર્મે જયને લક્ષ્મી સિદ્ધિ ધર્મજ લે છે તારી:
ધર્મવંત સહુ થાય આર્ય જન શંકર! એજ અમારી -કામના

**બ્રાહ્મણ કુમારો અને શંકર - ૧**

સકળ સૃષ્ટિના સુત્રધાર સુરેશા નમઃ શાન્તરૂપં અનુપં રમેશા
નમઃ સચ્ચિદાનંદ આનંદદાતા વિભુ કોટી બ્રહ્માંડના નું વિધાતા.
શ્રુતીસાર ૐકાર આકારધારી રહ્યા વિશ્વમાં વિશ્વથી નિર્વિકારી
નમઃ નિત્યનામં નમઃ નિત્યધામં ઘનશ્યામ નિષ્કામ તું પૂર્ણકામ.

તરૂવર જલ ભૂમિ વ્યોમ વાયુ વિકાશે,
ગિરિવર ઘન જ્યોતિ ચંદ્રમા ત, પ્રકાશે.
અશરીર હરિ તોયે સર્વમાં વ્યાપ્ત સ્વામી.
વદતિ નિગમ નેતિ બ્રહ્મ રૂપં નમામી !

**શંકર— ૨**

કહેજો કે શંકર તો સન્યાસી થયો.
ન્યાસી થયો અવિનાશી થયો---કહેજો કે૦
કહેજો ધર્મોદ્ધારણ કારણ સતચિત બ્રહ્મ વિલાસી.
મારૂં તારૂ ત્યાગી માતા! થયો અત્મ સહવાસી---ન્યાસી૦
તો પણ મુજને નહીં નીરખતાં જનની રહે વિમાસી,
શાન્તિ દઈ સહુ કહેજો માના ! થજો પ્રભુ વિશ્વાસી- ન્યાસી૦

સુંદરબા -                    ૩

અરર મૂઈ આ જુવાની મુજને કરી દીવાની
રે ડસીલા મુવા મદને મસ્તાની નાંખી બુરકી કશાની
છું રસીલી હું તો રસમાં ડુબેલી.
મદથી છકેલી મારા પ્રીયતમની ઘેલી-

સુંદરબા અને બહાદુર--૪

હો રાજરે મુજ માટે ગાડી બે ઘોડાની લાવો;
છત્રી ચમ્મર મંગાવો મુજને આ તાપ નપાવે;
કોમળ કાયા આ કરમાવે..............
દકરાણીરે તુજ માટે ગાડી પાલખી મંગાવું;
મમ હાથે છત્ર ધરાવું, મન ગમતાં વસ્ત્રો લાવું.
હું તારો હુકમ ઉઠાવું..............
હીરા મોતી નીલમ માણેક સોને મને મઢાવો,
હું પહેરી ચાલુ અક્કડ સરદાર સાથે ફક્કડ.
માનો મીઠી ના અકળાવો, એજ જોઈએ પ્રિયવર લ્હાવો—

ડાહ્યા—                    ૫

શેઠની નોકરી કરવાને જઈએ—
શેઠ તણી વેઠ કરી રીઝવી શેઠાણી ડહાપણથી દીકરા થઈએ.
ગુસ્સામાં શેઠ કદી થપ્પડ મારે તો કોઈને જઈ નવ કહીયે—
બીવામાં બ્હેલા ને આફતમાં છેલ્લા વરસીમાં મોખરે રહીયે,
નીમકહલાલીથી નોકરી કરીને પૂરી વસુલાત લઈયે-હો શેઠ.

**શંકરાચાર્ય—** ૬

હર્ષ પામીરે દીનબંધુ આજે, હ્રદયે અતિશય હર્ષ રાજે—
અજન્મા અનંત શંભુ વિશ્વનિયંતા;
પુરારિ સ્મરારિ ભવભયહારી સ્વામી, સકળ જગત યશ ગાજે—
અહિધારી અશરણ શરણે લાખો પ્રણામો...........
મહેશ સ્વીકારો શિરપર ધારો પાણિ, મનવાંછિત વર કાજે—-

**પનીયારી—** ૭

સજની જઇએ પાણી લળીલળી લટકે ચાલી,
વેણી ગુથી વસ્ત્ર સમારી મેં આંખો આંજી આણીયાળી·
લટકા કરતી કામણગારી પનઘટપર જાતી પનીયારી,
શિરપર બેડું ખાલી.... .... .... .... ....સજની.
હુંતો કુમારી કોમળ કાયા તોપણ જળ ભરવાની માયા,
શરમાતી સરિતા તટ આવું રખે છેલ કોઈ કરી લે છાયા:
ચડશે ગાલે લાલી.... ... .... ....સજની.
સાગર પાણી સરિતા પાણી પ્રેમજ પાણી પ્રિયતમ પાણી.
એ પ્રિયતમને સંગે માણી હું પણ થઈ છું પાણી પાણી-સ.

**પનીયારીઓ અને શંકરાચાર્ય—૮**

સંસાર સુખ દેનારો અમૃતમય મન હરનારો,
સુખીયાં છે સૌ સંસારી સન્યાસ દુઃખ કરનારો—
ખાવું પીવું પટકુળ પહેરો વળી લલિત લલનાની લ્હેરો,
વાત હ્રદયમાં ધારો ભગવાં તમે ઉતારો—સંસાર૦

દેહ ઉદ્ધારણ ધાર્યાં ભગવાં સાધુ શોભા તે ન તજવાં;
ભોગ રોગ કરનારો સંસાર સાંપનો ભારો—સંસાર.
ભાન ભૂલ્યા દીસો સંન્યાસી પરણ્યા વીણ પ્રમદા સુખરાશી,
મિથ્યા જન્મ તમારો છે પ્રેમ પ્રભુને પ્યારો;
અમે પ્રેમ તે તજી વિષયનો કર્યો પ્રેમ પરિગ્રહ અભયનો,
મોહ કૂપ આ ખારો તજી કર્યો સફળ જન્મારો—સંસાર.
પ્રિયા કહે આવો પતિ પ્યારા થાય પુત્ર કહે પિતા અમારા;
એ લ્હાવો કંઈ ન્યારો સંસાર શું ધિક્કારો,
તો પણ જ્યારે કાયા પડશે પ્રિયા પુત્ર સહુ પળભર રડશે;
આખર કંઈ પ્રજાળો પ્રભુ ભજી જીવ ઉદ્ધારો—સંસાર.

**પનીયારીઓ--** ૯

મેના પોપટ વેદ ભણે જ્યાં બોલે મીઠી વાણી;
એ છે ઘરની એંધાણી.... .... .... .... ....
હોમ હવન જ્યાં રહેતા જારી સરસ્વતી જ્યાં છે વસનારી;
મંડનમિશ્ર તણું ઘર ભારી દેવો રહ્યા વખાણી-એ છે.
કર્મકાંડનો જે અભિમાની જેના સેવકજન પણ જ્ઞાની;
જે મંડન ઘર તજી ગુમાની પંડિત ભરતા પાણી-એ છે.

**સરમા—** ૧૦

સફળ જીવનનો સાર મારા હૃદયના આધાર
વિના તલસતી અપાર મને ચેન નહિં લગાર—
અંતર દ્રષ્ટિના દોરે વાહ શું બાંધી લીધું;

આ શું એ જાદુગારે અંગે ઢોળી દીધુ.
શાથી હું હારી રસવારી કંઠે કર ધારી;
પીતાં એ કામણગારે આ શું કામણ કીધું ..

**શરમા ૧૧**

સાયબા, ઝુલાવું પ્રેમ ઝુલે. રંગીલું હૃદય ફુલે. દીવોળા ખાટમા
પુષ્પો બીછાવીને વાયુ ઢોળી પ્રાણ. અંતરને આંગણ ઝુલાવું
પ્રીતિના મોતી હો રાજહંસ કાજે. વેરૂં હું બહાલાજી વાટમાં
માણસ વસાવીને હર્ષે ડુબાવીને, રાખું હું હૈડાના હાટમાં

**વીજળી અને બહાદુર—૧૨**

પાતળીયા પ્યારા હું પ્રીતિ સરવરની માછલી,
સરવરની માછલી, સાગરમાં જઈ મળી.......પાતળીયા.
આપજ સિંધુ સ્નેહ ભરેલા, અમૃત બિંદુ ઉરમાં ડરેલાં;
નવ જીવં આજું જગાવીશ માછલડી બીચારી....પાતળીયા.

**સુંદરબા ૧૩**

પુરૂષના શો કરવા વિશ્વાસ, નીહાળ્યા રંગરૂપના દાસ
ઝુરી મરતી પરણેલીને પિયુના પરઘર વાસ,
જુઠો પ્રેમ ગણે કે પ્યારો નહીં સાચાની પ્યાસ;
ધરીને ગોહાંનો અભિલાષ.... .... .... ....પુરૂષના.

હોપ.

# અંક ૨ જો.

સરમા— ૧૪

દીસત સૂનો આ સંસાર ભાસત ભૂમિ અતિ ભયકારી—
શુકન માન દુઃખ નિશાન ઉર અકળાય અતિઃ
નયન ફરકે હૃદય ધડકે વિભુવર કર બ્હાર....દીસત.

સરમા અને અમરક— ૧૫

મારા મોંઘા શૃંગાર પ્રેમ વારૂણી પીનાર
સ્નેહ સરિતાને ઘાટ આવો આત્માના આધાર—
ચાવનની શીતળ રસકુંજેથી પુષ્પો અંતરના,
પાથરીયાં તે ભાવે ભોગવજો ભુખ્યાં આદરનાંઃ
એથી આ અધિકાં સન્માનો રસભોગી મધુકરનાં મારા.

સખીઓ— ૧૬

ખીલી છે ચાંદની આલમને આંગણે.
રસીયો રસીલી રમે રાસ રંગમાં;
નવલ એ નાવલીયો રસથી ભીંજાય અંગમાં.
સંગે સાહેલડી ઘેલડી બનેલી અનંગમાં;
હાંરે મુખ મલકે ને નેહભીનાં લોચનીયાં ન્હાયરે—

શોભે શ્રી ગિરિધરસમા વર અમરક ભૂપાળ.
સરમા છે રાસેશ્વરી ધરી કંઠ કરમાળ.
સજની શ્યામને રીઝાવી મદ ભર જોબનીયું ઝળકાવી,
અમી વરસાવી હરિ હરખાવી.... ... . . .
હેતાં શ્રમ રસ રાસનો ફરકે ગોરા કપોલ:
ભાલે છે પ્રસ્વેદને કંપની લોલ અમોલ.
હારી હારી વ્હાલન હારી હારી રસીલે રસ લીધા ઉલ્લાસમાં.
દંત અક્ષત દેખાય તોય શાને શરમાય:
તારી વેણી વીખરાણી કંઇક કાયા કરમાણી,
હાર પામી છે શાણી જાણી જાણી જંગમાં- ખીલી છે

## સરમા અને સખીઓ—૧૭

રે રસીલા છેલ મારો પાલવડો ચોળાશે રાજ, છોડી દો.
વાંકુટી વેણી મોંઘા પુષ્પો વીખરાશે રાજ....છોડી દો.
હાર નહિં હઠવાદથી બહાર કરે રસરાજ
લોચન શર છોડી સખી ઘાયલ કર શિરતાજ
લોચન શર ખટયાં સખી દર્દ નવું કંઈ થાય
બહાવરી થઈ હારી હવે હૃદય ધડક ધડકાય—

## વારાંગનાનાં વેશમાં બ્રાહ્મણ કુમારો—૧૮

મધુકર પુષ્પના પ્રેમી ભૂલ્યો શું ભાન પુષ્પોમાં,
અરે આ શું તને લાગ્યું સુધારસ તાન પુષ્પોમાં—

હતો ઉપવન નિવાસી તું યતિ સંસાર ન્યાસી તું,
ભૂલ્યો શું ભાન માયામાં થયો શું વિષય વાસી તું--
અરે ચંદ્રા ખીલેલી તે ઘડીભરમાં ડુબી જાશે,
ઉદય ભાનુ તણા થાતાં કુમુદ આ સર્વ બીડાશે--
પુરાશે તું મુંઝાશે તું વિષય પંકે પડી જાશે,
અધુરૂં કામ આ રહેશે પછી તું પૂર્ણ પસ્તાશે -
નીહાળી આત્મ મૂર્તિને ખરી કાયા ઉગારી લે,
કરી ગુંજાર આત્માનો સકળ આ વિશ્વ તારી લે--

શંકરાચાર્ય— ૧૯

જ્યાં જીવ શિવ ત્યાં થાતીરે માયા બિચારી
રહી દૂર અતિ અથડાતીરે માયા બિચારી.
જે તનમન ધનમાં ડુલે, જે કામ ક્રોધમાં ભૂલે,
ત્યાં એ ફરતી રહી ફૂલેરે માયા બિચારી.
ભલાભલાને ભુલાવનારી, મોહજાળ ભારી રચનારી,
પણ બ્રહ્મજ્ઞાનીથી હારીરે માયા બિચારી.

બહાદુરસિંહ— ૨૦

મિત્ર મોજ મનમાની કરીયે મજેદાર;
ફરીથી આવો માનવીનો જન્મ ન મળનાર--
લુંટો લાલ પ્યાલા ભરી વારૂણીની બહાર;
મોહિની કોઈ સંગે ધરી કરીયે રસવિહાર- -
દોસ્તો કરવું દેવું ને ઉડાવો કલદાર;
આનંદેથી રહેવું દુનિયાથી બેદરકાર--

શાંકરાચાર્ય—                ૨૧

જે જન જનની વિસરતા,
જ્ઞાતા, કૃતઘ્ની થઈ તે ખ્યાતિ સંહરતા—
જે નવ માસ ઉદરમહીં રાખે, સાહી કષ્ટ સુખ આપે:
તે ઉપકાર ભૂલે જનદ્રોહી, દુઃખે આપ ભર પાપે
આપ્યું વચન મમ માત સતીને, સત્વર તેજ નીભાવી:
આવ્યો સમય, અવસાન સુધારૂ, મોક્ષ ધામ દર્શાવી—

વીજળી—                ૨૨

લગની રસીકની લાગી, દીલમાં કટારી વાગી—
દર્શન સુધાના પ્યાલા પાઈ ગયાજ બહાલા;
મસ્તાન થઈ હું તેથી તેનીજ જ્યોતી જાગી —
તે જ્યોત અંગોઅંગ બાળી રહી અનંગે:
નિશ્વાસ તેથી ઊના નીકળી રહ્યા અભાગી—
તે શ્વાસ રક્ત તાવે ઘડીએ ન ચેન આવે:
દીલદાર વાટ જોતી રસીયા તણી હું રાગી—

સુંદરબા—                ૨૩

ચપળા શાને તું અકળાતી મારા ધન જોબનની લ્હાણ,
ધન જોબનની લ્હાણ સજની સ્નેહ રત્નની ખાણ—
આપ વિના હું છું દીવાની આપ શરીરના પ્રાણ,
ભેદુ હોય તે ભેદજ જાણે અવરને શું ઓળખાણ—

ક્રાપ.

# અંક ત્રીજો.



શંકરાચાર્ય અને શિષ્યો—૨૪

બ્રહ્મને ભજ ભાવથી તને તારશે તતખેવ
મમતા છોડ તું રે જીવડા બ્રહ્મને ભજ ભાવથી-
આવે ગ્રીષ્મ વસંત ફરી ફરી કાળ કર ક્રીડા કરે,
જાય એળે જીંદગી તે નવ સૂઝે પળવાર—મમતા.
શત્રુ ખટ આધીન ઇન્દ્રીય બુદ્ધિ મન બંધાય છે,
(તે) છોડશે પરિગ્રહ્ય તું સ્મર ઘડીભર કીરતાર—મમતા.

સુંદર—                    ૨૫

કાન કુંવરકી છબ હ્રદય અટકી—
નગર બીચ નિડર બન કર સોં
ઝપટ માર પટક દીની મટકી—
હે બ્રજ ચંદ્ર મુકુન્દ નન્દસુત
લાગી લગન તોરે અનવટકી—
મંય ચેરી હું તુમરે ચરનકી
તુમ જાનત ગિરિધર ઘટઘટકી—

બહાદુર-સુંદર-વીજળી અને ડાહ્યો-૨૬

સંસાર જેથી સુધરે, એ નક્કી જાણો ભાઈ,
નર પંથે નારી વિચરે, છે એની જીવન સગાઈ

ભવ સિંધુ ભવ્ય ભારી, તેમાં છે નાવ નારી,
તરીયે નમ હાથ ધારિ, ધર્મ તે લે ઉગારી-

**શંકરાચાર્ય—** ૨૭

અખંડ આર્યાવર્તમાં રહે અદ્વૈત વિચાર
થશે સનાતન ધર્મથી ભારતનો જયકાર
જગતમાં ધર્મ ત્યાં જય છે સુનીતિવંત નિર્ભય છે -
વસે જ્યાં સંપ ત્યાં સિદ્ધિ, નહીં સત્કીર્તિનો લય છે.
ભજે જે બ્રહ્મ વિદ્યાને ત્રિલોકે તેજ અક્ષય છે-

શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | દાનવી માયા નાટકના ગાયનો | | | ૦-૪-૦ |
| ૨ | સૂર્યકાન્ત | .. | .. | ૦-૪-૦ |
| ૩ | ઓડાણા | .. | .. | ૦-૪-૦ |
| ૪ | સુધા ચંદ્રિકા | .. | .. | ૦-૪-૦ |
| ૫ | પ્રેમ સંહાર | .. | .. | ૦-૪-૦ |
| ૬ | પાવાગઢનો પ્રલય | | .. | ૦-૪-૦ |
| ૭ | શંકરાચાર્ય | .. | .. | ૦-૪-૦ |
| ૮ | શકુંતલા | .. | .. | ૦-૪-૦ |
| ૯ | વીર કુણાલ | .. | .. | ૦-૪-૦ |
| ૧૦ | કુસુમચંદ્ર | .. | .. | ૦-૪-૦ |

**શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.**